# દીપક

સીનેસ્ટોરી



“શયદા”

મુદ્રણસ્થાન

**બે ઘડી મોજ આર્ટ પ્રેસ**

૧૨, ૧૪, બેકહાઉસ લેન,

કોટ, મુંબઇ.

મુદ્રક

**હરજી લવજી દામાણી**

## દિપક.......



જ્યોતિ મેટ્રીકમાં પાસ થઇ હોવાથી સખી મંડળ એને મુબારકબાદ આપવા આવે છે. બીજા વિદ્યાર્થીઓ પણ આવીને જ્યોતીને વ્હાલભરી વધાઇ સંભળાવે છે. એટલામાં દીપક આવે છે, જ્યોતી એનો સ્નેહભર્યો સત્કાર કરે છે, ને પછી પોતે દેશમાં જવાની છે એવો ખુલાસો કરે છે. એ ખુલાસામાં જ્યોતી અને દીપક એક જ ગામના વતની છે, એવો ખુલાસો થાય છે. જ્યોતી કહે છે.

"આપણે એક જ ગામના છીએ છતાં એની આપણને ખબર પણ નથી."

"આપણી ઓળખાણ નવી છે ને!"

"તમો ક્યારે દેશમાં આવશો?"

"નોકરી શોધું છુ. મળશે એટલે આવીશ."

"હું તો આજે જ જવાની છું."

* * *

અને જ્યોતી ટ્રેનમાં જતી નજરે પડે છે.

* * *

નોકરી શોધતા દીપકને, એક ઓફીસમાં જગ્યા મળે છે, પણ નવા બીજનેસને લગતી ઓફીસ ખોલવામાં હજી વીલંબ હોવાથી દીપક દેશમાં આવવા નીકળે છે. જ્યોતીના સ્વપ્નાં જોતો જોતો.

* * *

સવારના વખતે સવિતા ઘંટી ફેરવી રહી છે. ધીરે ધીરે ભજન પણ ગાતી જાય છે. દળવાનું કામ પુરૂ થાય છે. ઘંટીમાંથી લોટ સાફ કરી [ઉંચરાવી] તપેલામાં ભરી, સવિતા બહાર નીકળે છે. બહાર નીકળતાં પાડોસણ સાથે આંખો મળે છે. પાડોસણ હસીને કહે છે. "આજે વ્હેલાં વ્હેલાં!"

"આજે મારો દીપક આવે છે. લોટ આપી મારે સ્ટેશન પર જવું છે"

"દીપક આવે છે?"

"હા, મારા દિલનો દીપક. આત્માનો પ્રકાશ. મારો દીપક." આમ બોલી સવિતા લોટ આપવાને બહાર નીકળે છે, ત્યાં સામેથી જયોતી અને બીજી બે ચાર બાળકીઓ સાયકલ ઉપર સામેથી આવે છે. અને જયોતી સવિતાની સાથે ભટકાય છે.

જયોતી સાયકલ ઉપરથી પડે છે. અને તરત જ ઉભી થઇ સવિતાના ખભા પકડતાં કહે છે, "આંધળી ભાળતી નથી."

સવિતા જયોતી સામું જોઇ રહે છે. પછી ઢોળાયેલા લોટ તરફ નજર કરે છે. એટલામાં શોરબકોર સાંભળી સેવા ત્યાં આવે છે, અને સવિતાને પુછે છે.

"શું છે માજી?"

સવિતા કાંઇ બોલે તે પહેલાં જયોતી કહે છે.

"આંધળી ભાળતી નથી, અને ભટકાય છે. મારા કપડાં બગડયા!" આમ કહી જયોતી કપડાં ઉપરનો લોટ સાફ કરે છે. સેવા જયોતીના આવા મગરૂબી ભર્યા વરતાવથી જયોતીને કહે છે.

"જયોતી કોઇ ગરીબનું નુકશાન કરવું અને દયાના બદલે......"

જયોતી તરત જ ઉત્તર આપે છે.

"તું દયાની દેવી છે ને!"

"હું દયાની દેવી?"

"હા, હા."

"મારા એવા સદ્‌ભાગ્ય કયાંથી. હું તો સેવિકા છું સેવા એ જ મારો ધર્મ."

"આવી મોટી સેવિકા." આમ બોલી જયોતી મોઢું મરડે છે. અને સાયકલ પર બેસી ચાલી જાય છે. જયોતીના જવા પછી, સેવા સવિતાના સામું જુવે છે. સવિતા આંસુભરી આંખે કહે છે, "આ લોટ એના જ ઘરનો છે. હવે શું કરૂં?

આજે મારો દીપક આવવાનો છે. અને લોટ પહોંચાડવા વિના છુટકો પણ નથી. ઘરમાં અનાજ પણ નથી, સમય પણ નથી નહીં તો બીજે દળીને આપી આવત."

"લાવો હું આપી આવું."

"એ લોકો રાખશે ?"

"હું સમજાવીને આપી આવીશ."

"સેવા તું સેવાની મુર્તિ છે. દયાની દેવી છે. પ્રભુએ તને વીધવા શા માટે બનાવી."

"પ્રભુની ઇચ્છા. જવા દયો એ વાત. લાવો લોટ.

હું આપી આવું." આમ કહી સેવા સવિતાના હાથમાંથી લોટનું તપેલું લઇ લેતાં કહે છે.

"તમે જાવ દીપકને લેવા."

સવિતા આશીર્વાદ વરસાવતી વરસાવતી જાય છે,

* * *

સેવા લોટનું તપેલું લઇ પોતાના ઘરે આવે છે.

* * *

જયોતી પોતાના ઘરમાં બેઠી બેઠી કાગળ વાંચે છે.

કાગળ દીપકનો હોય છે. એમાં લખેલું હોય છે. "હું આવું છું. સ્ટેશન પર આવશો ?" જયોતી કાગળ વાંચી હસે છે અને કહે છે, "હું શું કામ જાઉં ! એને ગરજ હશે તો આવશે ?"

* * *

સેવા પોતાના ઘરમાંથી લોટ ભરી જયોતીના ઘરે દેવા જાય છે.

* * *

દીપક ગાડીમાંથી ઉતરે છે. આમ તેમ જુવે છે. એની આંખો જયોતીને જોવા આતુર છે, પણ જયોતી દેખાતી નથી. ત્યાં પોતાની માતા ઉપર નજર પડે છે. અને દીપક દોડતો આવી સવિતાના પગમાં પડે છે. માતા દીકરાને હર્ષથી

વધાવે છે. છાતી સરસો ચાંપે છે, અને ઉત્સાહથી કહે છે.

"દીપક મારો દીપક."

* * *

સેવા જ્યોતીના ઘરે આવી ભેટ આપે છે. જ્યોતીની માતા શોભા પુછે છે, "સવિતા ક્યાં છે?"

"એમનો દીપક આવે છે તે સ્ટેશને ગયાં છે."

"દીપક આવે છે?" આમ બોલતાં બોલતાં શોભા પોતાનો આનંદ પ્રગટ કરે છે. અને એની દ્રષ્ટિ દીપક અને જ્યોતીના સ્વપ્નાં દેખાય છે. પછી સેવાને કહે છે.

"સેવા મેં તો નક્કી કરી રાખ્યું છે?"

"શું?"

"દીપક અને જ્યોતી!"

આમ બોલી શોભા હસી પડે છે. સેવા કહે છે.

"દીપક અને જ્યોતી."

ત્યાં પાછળથી જ્યોતી આવી કહે છે.

"હા, જ્યોતી, પેલી આંધળી ક્યાં છે?"

સેવા કહે છે.

જ્યોતી તું નથી બોલતી, પણ લક્ષ્મીની મગરૂરી બોલે છે. યાદ રાખજે કોઇ સમે તારે આંધળીના પગમાં પડવું પડશે."

"પગમાં પડશે મારી બલા."

* * *

પાછલી રાતના સવિતા ઘંટી ફેરવી રહી છે. આ દેખાવ બીછાનામાં પડયો પડયો દીપક જુવે છે, અને પોતે પોતાના જીવનને જાણે ધીક્કાર તો હોય, એ રીતે બબડે છે.

"હું ભણ્યો પણ માતાના હાથમાંથી ઘંટી ન ગઇ."

જ્યોતી અને દીપકની નદિ કીનારે મુલાકાત. "સ્ટેશન પર લેવા કેમ ન આવ્યા?" એવો દિપકનો સવાલ. જ્યોતિનો મગરૂરીભર્યો ઉત્તર. એ મગરૂરીના દેખાવ પર દીપકનું મોઢું પડવું.

* * *

જ્યોતીનું ઘર. લોટ આપવા આવેલી સવિતા. શોભાએ સવિતાને આદર આપવો. અને પછી જ્યોતીની સાથે દીપકના લગ્નની વાત છેડવી, સવિતાએ કહેવું.

"મારા ઘરમાં તો ફક્ત ઘંટી છે."

"મારી પાસે જે કાંઇ છે તે દીપકનું જ છેને. હું તો દીકરી આપી દીકરો લેવા માગું છું." આ વખત સવિતાને જ્યોતી સાથે અથડાવાનો પ્રસંગ યાદ આવવો; પછી દીપક દેખાવો. પોતાની ગરીબાઇ દેખાવી. અને બાદ જ્યોતીના ઘરની જાહોજલાલી તરફ દ્રષ્ટિ જવી. અને "સસરાના પૈસાથી પોતાનો બાળક સુખી થશે" એ રીતે મન વાળી, શોભાની માગણીનો સ્વિકાર કરવો.

*　　*　　*

દીપક અને સેવાનું મીલન. સેવાના વૈધવ્ય પર દીપકનો શોક. સેવાનો સુંદર ઉત્તર. પછી લગ્ન વીષે વાત. દીપક ઘણી મોગમ મશ્કરી પછી જ્યોતીનું નામ આપે છે. એથી સેવાનું જરા ચોકવું. અને કહેવું.

"જ્યોતી?"

એટલામાં સવિતાનું આવવું ને કહેવું.

હા, સેવા, જયોતી. આજે હું એની માતા સાથે વાતચીત નક્કી કરીને આવી છું. "દીપક જ્યોતી" કેવું અર્થ ગૌરવ નામ. સેવા બોલી જાય છે.

"માતા."

"સેવા આશીર્વાદ આપ. પરમાત્મા સહુ સારૂ કરશે." દીપક આ શબ્દો સાંભળતાં કહે છે.

"પરમાત્મા સહુ સારૂ કરશે? એટલે?"

"એટલે કાંઇ નહીં બેટા. આ શબ્દો તો માનવ પ્રકૃતીને લીધે હું બોલી છું."

દીપક એકલો એકલો બોલે છે.

"હું દીપક એ જયોતી, હું દીપક એ જયોતી," ત્યાં જયોતી બોલે છે.

* * *

હું જયોતી એ દીપક. હું જયોતી એ દીપક.

* * *

વસંતરૂતુનું આગમન હોવાથી ગામમાં વસંત ઉત્સવ થાય છે. આ ઉત્સવમાં જયોતી રાસ ખેલન ખેલે છે. બધી સખી આ યુવાની મસ્તીમાં રાસ ખેલે છે. દીપક અને બીજા માણુસો રાસ જોઇ રહ્યા છે. દીપક જયોતીનાં રાસનૃત્ય પર મુગ્ધ થાય છે. જયોતી ફુદડી ફરતી ફરતીઆવીને દીપકના પગમાં પડે છે. સેવા આ દૃશ્ય જોતા પોતાના મનથી બબડે છે.

"શું પરિણામ આવું આવશે?"

* * *

દીપકનું વેવીશાળ. મીત્રોમાં આનન્દ વધાઇ. જયોતીની સખીઓમાં પણ લગ્ન નીમી-તેની છેડછાડ. નાની નાની છોકરી-ઓની લગ્ન ચેષ્ટા.

એ પછી એક સખી કહે છે.

જયોતી."

"શું છે?"

"તારી માએ જોઇ જોઇને ધંટી જોઇ ઘરમાં ધંટી સિવાય બીજું કશું નથી"

"એ પણ જઇને ધંટી તાણુશે."

ઘંટી તાણુશે મારી બલા. હું તો મારા દીપકને લાવીશ મારા ઘરે. ઘરજમાઇ તરીકે.

"અને તારી સાસુ ?"

"સાસુ પડે ....."

* * *

લગ્ન. લગ્ન પછી મુંબઇથી નોકરીનો કાગળ. દીપકે "થોડા દીવસ પછી આવીશ." એવો જવાબ લખવો.

* * *

લગ્ન પછીના પ્રેમભર્યા દિવસો. આ પ્રેમમય વાતાવરણમાં સેવા પણ ભળે છે. સેવા જ્યોતીને મેણું મારવાનો દાવ શોધે છે, પણ વિચાર કરીને ચુપ રહે છે. દીપક જ્યોતીમાં આનંદ અને માતાના હાથમાં ઘંટી.

* * *

આજે શોભા દીપક અને જ્યોતીને જમવાનું કહેવામાં આવે છે. સવિતા આનંદથી એ આમંત્રણનો સ્વીકાર કરે છે.

* * *

જ્યોતીના ઘરમાં દીપકનું આનન્દથી જમવું, ત્યાં માતાએ વાસી અનાજ ખાઇ આનંદ માણવો. શોભાએ દીપકને પોતને ત્યાં રહેવા સમઝાવવો. અને દીપકનું ગમી જવું. 'માતાને રાજી કરીને આવીશ એમ કહેવું.

* * *

સેવાનું ઘર. સેવા પોતાના પતિની છબી જોઇ રહી છે. અને ભાવભર્યા શબ્દોમાં પતિગાન ગાઇ રહી છે. ત્યાં બહારથી "સેવા." એવો અવાઝ આવે છે. સેવા આવે છે, જ્યોતી તેને જુવે છે અને કહે છે. "કોણ જ્યોતી !"

"હા, મંદિરે નથી આવવું."

"તેં મારૂં મંદિર જોયું છે?"

"તારૂં મંદિર."

"હા. આવ બતાવું."

આમ બોલી સેવા જ્યોતિને અંદરના ઓરડામાં લઇ જાય છે. અને પોતાનું ઘર બતાવતાં કહે છે. "જો આ મારૂં મંદિર, [અને પોતાના પતિની છબી બતાવીં,] આ મારા હૃદય મંદિરના દેવ."

"આ તો તારા પતિની છબી."

"પતિ એ જ સ્ત્રીનો દેવ છે."

આજના આગળ પડતા જમાનામાં મુર્ખ છે.

"ભલે. મને આજના જમાનાનું ડહાપણ નથી જોતું."

"તું ભણી પણ ગણી નહી."

"કેમ રોજ રોજ પતિ બદલાવું તો..." જ્યોતી હસે છે. અને પછી કહે છે.

"હા. પણ તારી અને તારા પતિની મુલાકાત તો જાણે ચાર પળની હતી."

"હા. પણ એ ચાર પળમાં મેં ચાર યુગનું સુખ લીધું હતું."

**સાર થા સંસાર કા વો' સાર પલમેં લે લીયા**
**ચાર યુગકા સુખ મેંને ચાર પલમેં લે લીયા.**

* * *

સવિતાના ઘરમાં સવિતા અને દીપકમાં વાદવીવાદ— દીપકનો સાસરે રહેવા જવા વિચાર. માતાના માર્મિક મેંણાં. દીપકનું ત્યાંથી બીજા ખંડમાં જવું. જ્યોતીને મળવું.

જ્યોતીએ દીપકને પોતાને ત્યાં લઇ જવા બહુ જ ઉશ્કેરવો "આજના યુગમાં સસરાની કમાણીનો બાધ શો" એવો ખુલાસો કરવો. અને દીપકનું સાસરે રહેવા જવાને તૈયાર થવું.

દીપકનું સાસરે રહેવા જવા માટે નીકળવું. માતાનું મમતાભર્યું આક્રંદ. દીપકની હઠ. એટલામાં જોરથી પવન આવવો. ઘરમાં બળતો દીપક પવનથી બુઝાવાની અણી પર. એટલામાં સેવાનું ત્યાં આવવું. સવિતાનો અવાજ.

"મારો દીપક. મારો દીપક, ગયો મારો દીપક ગયો."

"નહીં. હું તમારા દીપકને નહીં જવા દઉં." આમ બોલી સેવાએ પોતાની સાડીનો પાલવ બળતા દીપકની આડે ધરવો. અને દીપકને બચાવી લેવો.

* * *

દીપકનું રસ્તામાંથી નીકળવું. અને એના કાનમાં આવાઝ આવવો.

હે કોઇ ઇસ દુનિયામેં યાર
સસરેકી કમાઇવાલા
સસરેકી કમાઇવાલા.
દીપક સસરેકી કમાઇવાલા

દીપક આગળ ચાલે છે.

વીદ્યા કો પાનીમેં ડાલા
ઇસ્કા મુંહ દુનિયામેં કાલા હે કોઇ......

દીપક સાંભળતો જાય છે ને ગભરાતો જાય છે. ઘરે આવે છે. ઘરમાં આજ આવાઝ એના દિલમાં કાંટાની માફક ખટકયા કરે છે રાતના પણ એ જ આવાઝ દીપકને નીંદ્રા આવવા દેતો નથી. છેવટે દીપક બીમાર પડે છે.

દીપકની બિમારીમાં ડાકટરની દોડધામ. જયોતીની જંખના-સાથે સાથે બેદરકારી. બીમારીનું વધવું. અને "કોઇએ પણ દીપક સાથે વાત ન કરવી." એવો ડાકટરનો હુકમ.

*　*　*

સવિતાને ખબર પડવી. દીપક બીમાર છે, જેથી સવિતાનું તુટતા હૃદયથી દીપકને જોવા આવવું. દરવાજા પર જયોતીનું મળવું. સવિતાએ પુછયું,

"મારો દીપક કયાં?"

"અંદર છે."

સવિતાનું ઘરમાં જવા આગળ વધવું. જયોતીએ કહેવું

ડાકટરની રજા નથી.

સવિતાના હૃદયની હાલત ન સમઝી શકાય એવી થઇ જવી. એટલામાં ડાકટરનું આવવું. ઘરમાં જવું. દીપકને જોવો અને કહેવું.

"દીપકને શી બીમારી છે એ સમઝવામાં નથી આવતું."

સવિતાએ શબ્દો સાંભળયા અને હૃદયને પકડી એક આહ કરવી. અને બોલવું.

"પરમાત્મા."

એવામાં ડાકટરનું બાહેર નીકળવું. સવિતાએ ડાકટરને દયામણા આવાઝથી પુછવું. "કેમ છે, મારા દીપકને."

"કાંઇ સમઝવામાં નથી આવતું."

*　*　*

સવિતા પરમાત્માની મુર્તિને કરગરી રહી છે. "ભગવાન ડાકટરના સમઝવામાં નથી આવતું, કોઇના સમઝવામાં નથી આવતું, દેવ તારા સમઝવામાં તો આવે છે, તું સમઝે છે, મારો એકનો એક બાળક, મારો દીપક. ભગવાન, ભગવાન

કરૂણ રૂદન, અને ભક્તિભર્યું ગાયન, ગાયનમાં સેવાનું આવી સામીલ થવું.

*    *    *

માતાની પ્રાર્થનાથી દીપકને આરામ થવો. સેવાનું દીપકને જોવા આવવું. વાતો થવી. વાતોમાં ને વાતોમાં સેવાએ કહેવું કે–

"દીપક માતા બહુ જ યાદ કરે છે."

આ વાતને જયોતીએ વચમાંથી જ ઉડાવી દેવી. અને દીપક ફરી બીમાર થઇ જશે એવો ડર બતાવવો. સેવાએ વાતને ફેરવવી. બીજી વાતચીતમાં સેવાનું કહેવું કે, "અમે એક સેવા સમાજની સ્થાપના કરી છે. દીપક તમો ભાષણ આપવા આવશો."

"જરૂર આવીશ."

*    *    *

સેવા સમાજની સભા. સભામાં સેવાનું વ્યાખ્યાન. પછી દીપકનું સેવા ભાવના ઉપર બોલવું, અને કહેવું કે, "જન સેવા માટે ગમે તેવા બળીદાન આપવા પડે તો આપવા જોઇએ." દીપકના બેસી જવા પછી સેવાનું ફરી ઉભું થવું અને કહેવું.

"દીપકનું ભાષણ કેટલું સુંદર! કેટલું મધુર. કેટલું વેગીલું. પણ વેગીલા ભાષણથી કશું નથી વળતું. વાણીથી અર્થ નથી સરતો. સેવા માટે બોલેલા બોલ વહેવારમાં મુકવા જોઇએ. કહેવા પ્રમાણે કરી બતાવવું જોઇએ."

દીપક "હું ગમે તેવા બળીદાન માટે તૈયાર છું."

સેવા : "તમે ?"

દીપક : "હા".

સેવા : દીપક, પહેલા તમારી માતાના સામું જુવો. એની અવદશાનો વિચાર કરો. જે માણસ પોતાની જણેતા

માતાને તરછોડે છે, એ બીજાના માટે શું બલીદાન આપ-
વાનો હતો ?

દીપક આવેશમાં બોલી ઉઠે છે.

"સેવા !!!"

"સેવા! સેવા તમારી માતાની કરો સ્વર્ગના દ્વાર માતાના ચરણમાં છે."

દીપક આ શબ્દો સાંભળતાં દિવાના જેવો થઇ પડે છે.

માતા. માતા. માતા.

ત્યાં ઘરમાં સવિતા પથારીમાં પડી પડી કહે છે, "દીપક દીપક, દીપક. દીપક દોડતો દોડતો આવે છે. ધક્કો મારી દરવાજો ઉઘાડે છે. અને આવીને માતાના પગમાં પડે છે. સવિતા દીપકને છાતીથી ચાંપે છે. ચુંબનોથી એને મુંઝવી નાખે છે. દીપક કહે છે.

મા. માડી.

સવિતા કહે છે.

દીપક.

* * *

ઘરમાં સવિતા અને સેવામાં જયોતી વિષે વાતચીત. સવિતા સેવાને કહે છે.

"સેવા ઘરમાં દિપક છે. જયોતી નથી." સેવા કહે છે.

"હું લાવી આપીશ માતા."

સેવાનું જયોતી પાસે આવવું. જયોતીને સાસરે જવા માટે શીખામણ આપવી. જયોતીનું ગુસ્સે થવું. ગમે તેવા બોલો બોલવા. શોભાએ જયોતીને આમ બોલતાં અટકાવવી. સેવાએ કહેવું.

"શોભા કાકી જયોતી નથી બોલતી."

"હું નથી બોલતી તો કોણ બોલે છે."

લક્ષ્મીની મગરૂરી. મગરૂરીનો પવન. પણ જાણે છે મગરૂરીનો પવન ઠોકરો ખવરાવે છે, પવનથી ભરેલો ફુટબોલ જેમ ઠોકર ખાય છે (ફુટબોલની રમતનો દેખાવ] એમ તું ઠોકર ખાશે ત્યારે ઠેકાણે આવશે.

* * *

એ અરસામાં દીપકને ફરી મુંબઈથી નોકરી માટે કાગળ આવે છે. અને દીપક મુંબઇ જવા તૈયાર થાય છે. આ વખતે પણ સેવા જયોતીને સમઝાવવા આવે છે. જયોતી નથી માનતી, અને કહે છે "હું ઠોકરો ખાઉં તો તું હાથ ન પકડતી."

સેવાનો ધર્મ એજ છે કે ઠોકરો ખાનારને ઠેકાણે લાવે. એનો સંસાર સોનાનો કરે. જયોતી તું ગમે તેવી છો, મારી બહેન છો. તુ ભલે મને ભુલી જાય હું તને નહી ભુલું"

* * *

દીપક મુંબઇમાં.

મુંબઇમાં આવ્યા પછી સમયનો ફેરફાર. આજ સો, બસો, પાંચસો, પગાર થવો.

આ આનન્દ દિવસોમાં સવિતાએ જયોતીને યાદ કરવી. દીપકને સમઝાવવો, કાગળ લખાવવો. દીપકે કાગળ જયોતી ઉપર લખવો.

* * *

કાગળ જયોતીના હાથમાં. જવાબમાં "માવડીયા પતિ પાસે આવવા નથી માગતી."

* * *

